

॥ ओ३म् ॥

# વૈદિક વિવાહ સંસ્કારમાં ગાવાનાં ગીતો.

પ્રકાશક

વૈદિક કર્મકાન્ડ પ્રચારક મંડળ-સુરત.



છપાવી પ્રસિદ્ધ કર્તા,

ગોવિંદલાલ નરભેરામ શેઠ

મંત્રી.

ઠે૦ બેગમપુરા-સુર...

ઈ૦ સ૦ ૧૯૨૩   પ્રત ૧૦૦૦.   સંવત ૧૯...

સુરત, લીમડાચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસ

મગનલાલ વનમાળીદાસે છાપી.

કીંમત રૂ૦ ૦-૧-૦

પુસ્તક મળવાનું ઠે૦ 'આર્યસમાજ મંદિ

સોનીફળીઆ-સુરત.



# આર્યસમાજના નિયમો.

૧. સર્વ વિદ્યા અને જે પદાર્થ વિદ્યાર્થી જાણવામાં આવે તે આદિ મૂલ પરમેશ્વર છે.

૨. ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ નિરાકાર સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વીકાર, અનુપમ, સર્વાધાર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી અજર અમર, અભય, નિત્ય, પવિત્ર, અને સૃષ્ટિકર્તા છે; એવી ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સત્ય વિદ્યાર્થીઓનું પુસ્તક છે. વેદનું ભણવું, ભણાવવું, અને સાંભળવું, સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪. સત્યનું ગ્રહણ કરવામા અને અસત્યને છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઇએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત સત્ય અસત્યનો વિચાર કરીને કરવા જોઇએ.

૬. સંસારનો ઉપકાર કરવો એ આ સભા [સમાજ]નો મુખ્ય ઉદ્દેશ છે અર્થાત શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી.

૭. સર્વ સાથે પ્રીતીપુર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

[illegible] પ્રત્યેક જણે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ. સર્વની ઉન્નતિમા પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦ સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમ પાળવામા પરતંત્ર રહેવું જોઇએ અને પ્રત્યેક હિતકારી નિયમમા સ્વતંત્ર રહેવું જોઇએ.

———

## સુચન—ગીત પહેલું સર્વે શુભ કાર્યોના આરંભમાં ગવાયેલું

### ગીત ૧ લું.

રાગ. ( પ્રથમ ગણેશ સંભારિયે સખી સામો દ્યો શ્રી રામ )
પ્રથમ પ્રભુ સંભારિયે સખિ મંગળમય ગણુ રાય,
+ જનક-જગપતિ રીઝથી એમ સફળ કારજ થાય. ૧
પતિતપાવન વેદની રૂડી રીતજ રાખી જાય.
મણીમય મોંઘા માંડવે સખિ સકળ સિદ્ધ મળાય. ૨
શુકન સારાં તે ઘણો ઘર સંપતિ સારી જોઈ,
સ્વજન તન-મન-ધન થકી આનંદ મંગળ હોય. ૩
પ્રીતિ પરસ્પર = દાખવે એમ × ઈશ અનુગ્રહ થાય,
મંગળ પગરણ આદરો એવા મંગળ અવસર માંય ૪
વ્હેમ ન જુદા ધારીએ ચહો કુટુંબનું કલ્યાણ,
આનંદ અવસર ઉજવો ધરી ધરણીધરનું ધ્યાન. ૫

---

### મંડપ મુહૂર્ત વખતેનું ગીત ૨ જું.

માંડવડો મારો મોટરો રચાવોરે—મોટરો રચાવોરે.
મોટાં મોટા મંડળિક પધારશે,
મંડળીકમાં કાંઈ મણિવહુના કંથરે—મણિવહુના કંથરે.
માંડવડે લાલભાઈ પધારશે,
લાલભાઈ પધારે તો રૂડેરાં દિસેરે—રૂડેરા દિસેરે.

---

+ પિતા. = દેખાડે. × પ્રભુ કૃપા.

માંડવો દિસે રળિયામણો,
માંડવો મારો મોટેરો રચાવોરે —મોટેરો રચાવોરે.
મોઢા મોટા પંડતો પધારશે,
પંડિતમાં કાંઇ સુભદ્રાના કંથરે - સુભદ્રાના કંથરે.
માંડવે દેવદત્ત પધારશે,
દેવદત્ત પધારે તો રૂડેરાં દિસેરે—રૂડેરાં દિસેરે.
માંડવો દિસે રળીયામણો,
માંડવડો મારો મોટેરો રચાવો—મોટેરો રચાવોરે.
મોટા મોટા લખપતિ પધારશે,
લખપતિમાં કાંઈ લક્ષ્મીબાનો કંથરે—લક્ષ્મીબાનો કંથરે.
માંડવડે ધનચંદ શેઠ પધારશે,
ધનચંદ પધારે તો રૂડેરાં દિસેરે—રૂડેરાં દિસેરે.
માંડવો દિસે રળીયામણો.

---

સુચન—ઉપરના ગીતમાં આવેલાં નામોની જગાએ પોતાના જાણીતા મનુષ્યોનાં નામો બોલવા. જેમકે પંડિતના નામની જગાએ સંસ્કારમાં ભાગ લેનાર પંડિતનું નામ લેવું વીગેરે. તેવીજ રીતે અન્ય સ્થળે પણ સમજવું.

---

## મંડપ રચના વખતે. ગીત ૩ જું.

માંડવડેરે કાંઈ ઢાળોને બાજોઠીકે ફરતી મૂકોને કંકાવતી
તેડાવોરે કાંઇ કાશીના પડિતો કે આજ મારે લખવી છે કંકોતરી
બાંધોરે ભાઇ રવીશંકરના છેડે કે જાય બેની સુમિત્રાના સાસરે
બેનીરે હું આપું એક વધાઈ તમારા મહિયર પગરણ આદર્યાં,

વીરારે તમે કયા દેશથી આવ્યા કે કયા ગામે તમારા બેસણાં
બેનીરે અમે ગુજરાત દેશથી આવ્યા કે અમદાવાદે અમારા બેસણાં
વીરારે તમે કયા ભાઇના બેટા કે કઇ બા માતાના ઉદર વસ્યા
બેનીરે અમે સુખશંકરના બેટા કે સીતા માતા ઉદર વસ્યા
વીરારે મને બાલુડે ગભરાવી કે આંગણે આવ્યો વીર ન ઓળખ્યો,
બેનીરે તમે ગરથડીઆની ઘેલાં કે આંગણે આવ્યો વીર ન ઓળખ્યો
વીરારે તમે રહો તો રાંધું લાપસી (૨)÷
વીરારે તમે ચાલો તો કઢીઅલ દુધ કે આંગણે આવ્યો વીર ન ઓળખ્યો
બેનીરે તમે ગરથડીયાનાં ઘેલાં કે વીરની સાથે મહિયર ચાલીએ
આગેરે ભાઇ રવીશંકરના ઘોડા કે પડઘી વાગેને ધરતી ધમધમે.
વચમાંરે સુમિત્રાના માફા કે ઇંડાં ઝળકેરે સોના તણાં
પાછારે મારે ભાનુદત્તજમાતા કે ગજની સ્વારી શોભાવતા



સુચન--ઉપરના ગીતમાં ÷ (૨) આવી નીશાનવાળી લીટી બે વાર ગાવી તથા અંદર આવેલા નામો તથા ગામના નામો અનુકુળે ગોઠવી લેવા પશ્ચાત ઋત્વિજો (બ્રાહ્મણો) સ્વસ્તિ વાચન તથા શાંતિ પાઠનો આરંભ કરે ત્યારથી ગીત ગાવા માટે છે.

---

## ગૃહયજ્ઞ ગૃહશાન્તિ યજ્ઞ વખતે

### ( રાગ ધન્યાશ્રી )

### ગીત ૪થું.

હોમ-હવન રૂડા થાય મારે માંડવ હોમ-હવન રૂડા થાય-ટેક.
આપે આહુતિ + હોતા હરખથા ઉત્તમ અગ્નિ માંય-મારે માંડવ.

સદગુણ સાગર સાધુ પંડિતો વેદ ભણંતા જાય–મારે માંડવ.
કેશર, કસ્તુરી, સુગંધી ચંદન, ગાયોના ઘી હોમાય–મારે.
સકલ અશુદ્ધિ નષ્ટ કરીને વાયુ નિર્મળ વાય–મારે.
મંગળ વાજાં વાગે તોરણીએ ધૂન વેદોની થાય–મારે.
મલપતા આ મંડપ માંહિ સ્વાહા સ્વાહા સંભળાય–મારે.
સંકટહારી સામગાનથી ઇશ ઉપાશના થાય–મારે
સરખી સાહેલી સાથે મળીને ગીત મધુરાં ગાય–મારે.
આજ ઉત્તમ ઘડી આવી અમારે આનંદ ઉર ન માય–મારે.
**ओ३म्** પ્રભુજી આપ કૃપાથી × શાન્તિઃ શાન્તિ સદાય–મારે.

---

## ગીત.

### ( રાગ ધનાશ્રી. )

હવન યજ્ઞથી થાય શાંન્તી, હવન યજ્ઞથી થાય; (ટેક)
નિત્ય નૈમિત્તક યજ્ઞ કરો તમે, આરોગ્ય રહેશે કાય=શાંન્તિ
વૃષ્ટિ આણંદ પૂર્વક થાય, ધનને ધાન્ય પમાય=શાંન્તિ.
રોગ કલેશને વીઘ્નો સર્વે, અહીંથી દુર નસાય=શાંન્તિ.
નગર ગ્રામને ગ્રહમાં શાંન્તિ, જયમંગળ વરતાય=શાંન્તિ.
સ્વસ્તી વાંચનને શાંન્તિ પાઠથી, સર્વેમાં શાંતિ પમાય=શાંન્તિ.
દ્યોઃ શાંતિ અંન્તરીક્ષ શાંતિ, વાયુ શાન્તિ સવાય=શાંન્તિ.
શાંન્તિ પૃથવી વનસ્પતિને, જગમાં શાંન્તિ પમાય=શાંન્તિ.

---

\+ આહુતિ આપનાર બ્રાહ્મણ. × ગાતી વેળા 'શાન્તિ હિ' ઉચ્ચાર કરવો.

વિશ્વે દેવાને બ્રહ્મ શાંન્તિ, અગ્નિ દેવ સહાય=શાંન્તિ.
દયો જગદીશ જગતમાં શાંન્તિ, શાંન્તિ શાંન્તિ સદાય=શાંન્તિ.

---

## હવન વખતે
## ગીત.

('શ્રી રામે સક્કરપાણુનો સોગઠો શોભા' ?–એ રાગ.)

જયહોજી આવળ બાવળનો ખીલડો શોભા.
,, ત્યાં બંધાય ગવરી ગાયરે ,,
,, ૨ રામચંદ્રે ખીલડા ખોડાઆ ,,
,, જાનકીજીએ બાંધી છે ગાયરે ,,
,, રામચંદ્રે વાછરૂ છોડીઆં ,,
,, જાનકીજીએ દોહી છે ગાયરે ,,
,, રામચંદ્રે ગોરસ મેળીઆં ,,
,, જાનકીએ વલોવ્યાં છે મહીરે ,,
,, રામચંદ્રે માખણુ ઉતારીઆં ,,
,, જાનકીએ તાવ્યાં છે ધીયરે ,,
,, રામચંદ્રે યજ્ઞ આરંભિયો ,,
,, જાનકીએ હોમ્યાં છે ધીયરે ,,
,, રામચંદ્રે જવ-તલ હોમીઆ ,,
,, સીતાથી સમિધા શુદ્ધ થાયરે ,,
,, રામચંદ્રે મંત્ર ઉચ્ચારિયા ,,
,, જાનકી મુખ મંગળ ગાયરે ,,
,, કેશર,———ચંદન———કસ્તુરી ,,

દૂધ પાકને ખીર હોમાયરે ,,
,, હવન ધુમાડો ગગન ચડ્યો ,,
,, રૂડો વાયુ નિર્મળ વાયરે ,,
,, આકાશ દેવ સંતોખિયા ,,
,, મુખ માગી વૃષ્ટિ થાયરે ,,
,, હવન થકી મોટાં પુણ્ય છે ,,
,, કુડા રોગ જગતમાંથી જાયરે ,,
,, હવન સુગંધી જે લીયે ,,
,, તેનું આયુષ્ય મોટું થાય રે ,,
,, નગર ધુમાડો પરવર્યો ,,
,, ત્યાં તો નગરના દેવ રીઝાયરે ,,
,, નગરના દેવતા એમ જાણે ,,
,, આ કુળ કોણે દીપાવ્યાંરે ,,
,, દશરથનો ગુણિયલ દીકરો ,,
,, આ કુળ રામચંદ્રજીએ દીપાવ્યારે ,,
,, નગરના દેવતા એમ ભણે ,,
,, તેનો જગતમાં જશ બહુ ગવાયરે ,,

---

## વર તોરણે આવે તે વખતે ગાવાનું ગીત.

**(રાગ-શંકરવર સજ કરો, અથવા અનિરૂદ્ધની પોડલી.)**

સુંદર વરજી પધારોજી માંડવે જીયાવરજી પધારો અમ આંગણે
તમને તમારાં સાસુ વધાવે, સસરાજી પરમ પવિત્ર;

સાળા સાળી લળે વિનય વચનથીરે, અમ કુટુંબ અને ઇષ્ટ મિત્ર
પધારોજી માંડવે–જીયાવરજી ૧

સાજન મહાજન વ્હેવાઈ વ્હેવણો, પંડિતને વિદ્વાન;
પ્રીતે પધારો અમ મદુલીમાંરે, મ્હારા મ્હોટેરા મ્હેમાન;
પધારોજી માંડવે–જીયાવરજી ૨

સુંદર વસ્ત્રાભૂષણ સજીને, કરગ્રહી પુષ્પમાળ,
મુખે પડયા શરમના શેરડારે, મન માન્યાને વરવાને જાય;
પધારોજી માંડવે–જીયાવરજી ૩

માતા પિતાની શિષ્ટ જનોની, અનુમતીથી બાળ;
પ્રભુતામાં પગલાં માંડતાં, તોરણે પતિને અર્પી વરમાળ;
પધારોજી માંડવે–જીયાવરજી ૪

મધુપર્કથી સત્કાર કીધો, માતુની મંગળ ગાય;
વાગે વાજીંત્ર વિવિધ પ્રકારનાં, જય દંપતિનો ઉચરાય,
પધારોજી માંડવે–જીયાવરજી ૫

વર કન્યાની જોડી નીરખી, વિદ્યારૂપ ગુણવંત;
વય કુળ ગોત્ર તપાસીનેરે, જોઇ આરોગ્ય બળને ખંત;
પધારોજી માંડવે–જીયાવરજી ૬

હર્ષથી સ્વાગત્ કરીને, મંડપમાં લઈ જાય;
કન્યા કેડેથી આસન ધરીને, કહે વરને "પધારો મહારાજ"
પધારોજી માંડવે–જીયાવરજી ૭

---

## આહુતી આપતી વખતે ગાવાનું ગીત.

### દંપતીની પ્રભુ યાચના.

### ( એક લીલી તે લીલડી લીંડી-એ રાગ )

દંપતી આપે છે આજ્યાહુતિઓ,
દંપતિ માગે રૂડાં વરદાન-હે ? પરમેશ્વરા.
પ્રભુ વ્રત ધરીએ ગૃહધર્મનું,
પળવા કરજો મહાબળવાન-હે ? પરમેશ્વરા.
સૂર્ય પૃથિવી સમ હમ કર્મથી,
વાધો ધાર્મીક શુદ્ધ પરિવાર-હે ? પરમેશ્વરા.
પિતૃ દેવના રૂણુ સઉ ફેડીને,
(પછી) વની બની થઇએ જ્ઞાનવાન-હે ? પરમેશ્વરા.
ન્યાસ કરી સહુ કામ્ય કર્મના,
સાધી આત્મ તણું કલ્યાણુ-હે ? પરમેશ્વરા.

---

## સપ્તપદી વખતે ગાવાનું ગીત.

સર્વે સુખ દુઃખોમાં સાથે રહીશું, પ્રિયતમ પ્રાણુરે
રહીશું પ્રિયતમ પ્રાણુ
વસો તમે જયાં જેવી રીતે વસીશ વ્હાલા મ્હારા
કહે પહેલે બાળા. ૧
કુટુંબના શિશુ યુવાન વૃદ્ધને રક્ષીશ, પ્રિયતમ પ્રાણુરે
રક્ષીશ પ્રિયતમ પ્રાણુ.

શરીરબળ–મન નિગ્રહ શાળી, બનશું સર્વે ભારી
કહે બીજે બાળા. ૨

ભર્તૃ ભકિત વસો મમ હૃદયે, યાચું હું શીશ નામીરે
યાચું હું શીશ નામી.
જ્ઞાનવાન પ્રિય ભાષી થાઉં, બનું હું તવ અનુગામી
કહે ત્રીજે બાળા. ૩

દુ:ખી હશો જો આપ હૃદયમાં, દુ:ખણી હુંજ બનીશરે
દુ:ખણી હુંજ બનીશ.
સુખ દુ:ખ સમ ભાગિની થાઉં, સહાય થજો જગદીશ
કહે ચોથે બાળા. ૪

રૂતુ કાળથી પવિત્ર થઇને, સેવીસ પ્રિયતમ પ્રાણરે
સેવીસ પ્રિયતમ પ્રાણ.
સંસ્કારી સંતતિ બનાવી, ઋણ પિતૃનું ફેડી
કહે પાંચે બાળા. ૫

આ–રોગ્યની વિદ્યા જાણી રોગો સર્વે ટાળુંરે
વ્હેમો દૂર ભગાડું.
રૂતુઓના ગુણ દોષો જાણી દક્ષપણું દેખાડું
કહે છઠ્ઠે બાળા. ૬

હોમ યજ્ઞ કર્મો આદીમાં, અભિન્ન રાખે ઇશરે
અભિન્ન રાખે ઇશ.
મૈત્રી–સખ્ય અવિચળ રાખી, પ્રભુ પ્રસાદ ગ્રહીશ
કહે સાતે બાળા. ૭

---

## શુભાશિર્વાદ વખતે ગાવાનું ગીત.

### ( અમે ઇશ્વર માગીએ એટલું-એ રાગ. )

અમે ઇશ્વિર માગીએ એટલું,
વાધો જગતમાં હે મહાદેવ-ચિરંજીવો દંપતિ.

દેવ અગ્નિ પ્રભુ સાક્ષી ઉચર્યાં,
પળજો સર્વ (તે) પ્રતિજ્ઞાના મંત્ર-ચિરંજીવો દંપતિ.

ધર્મ ગ્રહસ્થીનો દીપજો એમનો,
ફાલો જીવન તણો સુ પરાગ-ચિરંજીવો દંપતિ.

પંચ યજ્ઞોને સેવીને સર્વદા,
સ્થાપો વૈદિક પરિવાર શ્રેષ્ટ-ચિરંજીવો દંપતિ.

અતિ રિદ્ધી સિદ્ધીમાં રેલજો,
કરતાં મંગળ જગ કલ્યાણ-ચિરંજીવો દંપતિ.

ભવ તરજો ને તારજો દીનને,
પ્રભુ ભકત બની ગુણવાન-ચિરંજીવો દંપતિ.

---

## વધુને સખીઓનો ઉપદેશ વખતે ગાવાનું ગીત.

### (લીલાવતીએ લખી મોકલ્યારે કાગળ પ્રિતમ પાસ-એ રાગ)

સરખી સાહેલી સર્વે સાથે મળી કરીએ પતિ ભક્તિ ગુણગાન,
જેના થકી આ વિશ્વમાંરે વધે નિજ આત્માનું જ્ઞાન,

પ્રભુ ગણી પૂજીએરે.

આ અવનિમાં અબળા જાતિ માટે નથી ગણ્યો અવર કોઇ ઇશ,
વેદશાસ્ત્ર એમ ઉચરેરે નામો પતિ ચરણે તમ શીશ,
પ્રભુ ગણી પૂજીએરે.

અલબેલા પતિ પ્રભૂ આપણારે સ્થાપો મન મંદિરની માંહ્ય,
પ્રિતિ પંચામૃતે ચરણ પખાળી ધરો વચન રૂપી પુષ્પમાળ,
પ્રભુ ગણી પૂજીએરે.

કેશર કસ્તુરી ચંદનેરે કરો અરચન ધરીને વિવેક,
હેત હિંચોળે બેસાડીનેરે હળુ હિંચોળો ધારીને નેહ,
પ્રભૂ ગણી પૂજીએરે.

ધારો શ્રંગાર નીજ દેહમાં પછી પહેરાવો પતિ પટકુળ,
ભાવ ધરી વિધ વિધ ભાતનારે અરપો ભોજનીઆં અનુકુળ,
પ્રભુ ગણી પુજીએરે.

પવિત્ર પ્રેમના પેંડા અરપીને વળી ધારી કચોરી શુદ્ધ સ્નેહ,
પિરસો અંતરઘટના પ્રેમથીરે માણો સ્વર્ગીય અવિચળ નેહ,
પ્રભૂ ગણી પુજીએરે.

---

## ( કન્યાને સાસરે વળાવતી વખતે ગાવાનું. )

### ગીત.

**( મોહનજીરે મોકલ્યુંરે મોશાળું–એ રાગ. )**

સલુણીને સાસરે રે વળાવો, સુશીલાજી સાસરે રે સિધાવો;
શાણી સખીઓના શોક સમાવો, સલુણીને–ટેક.

પુજય પાલક માતા પિતાજી, ફુવે બંધુ ને બ્હેની બીચારી;
કન્યા સદ્‍ગુણ સાજ સંભારી–સલુણીને. ૧
ખેલ્યાં ખાંતે દાદાજીને ખોળે, પુર્યા કોડ કુટુંબી જનોએ;
બ્હેની જાતાં સ્વજન સૌ સારે–સલુણીને. ૨
નાના હ્રદય ભરો કોઈ બાપુ જ્ઞાન પુત્રી હ્રદયમાં સ્થાપ્યું;
ત્હમે રત્ન ઝવેરીને આપ્યું–સલુણીને. ૩
પુત્રી દેતાં જામાત્રને લાધ્યા, આપ્યા દાનના દોકડા વાધ્યા;
ત્હમે સ્વર્ગતણાં સુખ સાધ્યાં–સલુણીને. ૪
બ્હેની બાભર આંખ આંસુએ, દુઃખી માથું વદન મ્લાન થાએ;
એથી અમ હૈયાં ઉભરાયે–સલુણીને. ૫
રૂપીકુળની રીતિ ધરીને શોધી યોગ્ય સુજનને વરી લે;
પારકાને પોતાના કરી લે–સલુણીને. ૬
મળે સાગરમાં જેમ સરિતા, ત્હેવી થા તું વ્હાલાની વાનતા;
પ્રાપ્ત કરી લે પતિની પ્રભુતા–સલુણીને. ૭
બ્હેની મ્હોટાનાં છોરૂ કહાવો, કરી કાય મ્હોટાં બતાવો;
ત્હમે માતની કુળ દીપાવો–સલુણીને. ૮
સાસુ શ્વસુર ને જેઠ જેઠાણી, ન્હાની નણદી ને દિયર દેરાણી;
વ્હાલી સૌમાં ગણાજે તું શાણી–સલુણીને. ૯
પંચ મહા યજ્ઞ પતીસહ કરજે, સ્વામી આજ્ઞાને નિત્ય અનુસરજે;
ગ્રહસ્થ ધર્મ સદા આચરજે–સલુણીને. ૧૦
રહેજો કુશળ સદા દંપતિ, વાધો સ્નેહ અને સન્મતિ;
દીન દીન પ્રાપ્ત થજો ઉચ્ચગતિ–સલુણીને. ૧૧

---

# ગરબો.

## ધર્મ–કર્તવ્ય.

**(પુનમ ચાંદની ખીલી પુરી અહિંરે.–એ રાગ.)**

બેનો નીતિની શીખામણ સરવે પાળજોરે,
સકળ સ્ત્રિઓને માટે શાસ્ત્રોની કહું વાત;
પ્રીતે શાણી બેનો ધર્મ પ્રમાણે ચાલજોરે.–ટેક ?

**સાખી**–આર્ય ધર્મ છે આપણો. સૌથી શ્રેષ્ટ અપાર.
તેની આજ્ઞામાં તમે સદા થજો તૈયાર.
નિત્ય પ્રભાતે નિદ્રા ત્યાગી વહેલાં ઉઠજોરે,
સ્નાન કરીને કરવું નિત્ય કર્મ આરંભ
પ્રીતે શાણી બેનો ધર્મ પ્રમાણે ચાલજોરે;-બેનો

**સાખી**–એકાંતે બેશી કરો સંધ્યા સાંજ સવાર
સંભારો શાન્તિ ધરી પ્રભુતણા ઉપકાર
ધીરે પ્રાણાયામથી નિર્મળ વાયુ મેળવોરે
જેથી તન–મન બંન્ને અતિ પવિત્રજ થાય.
પ્રીતે શાણી બેનો ધર્મ પ્રમાણે ચાલજોરે–બેનો.

**સાખી**–સંધ્યા પુર્ણ થયા પછી નીજ મંદીર મોઝાર,
પૂજય પતી સાથે રહી યજ્ઞ કરો સુખકાર
મંગળ મંત્રો બેની મધુર કંઠે બોલતાંરે.
સ્વાહા સાથે દો આહુતી અગ્નિમાંય
પ્રીતે શાણી બેનો ધર્મ પ્રમાણે ચાલજોરે–બેનો.

**સાખી**-હોય અતિથિ કોઇ જો સુલક્ષણો વિદ્વાન
નિત્ય જમાડો નેહથી ધરો તેહથી જ્ઞાન
સાસુ સસરા જીવતા પિતૃની સેવા કરો રે
બીજા અબોલ પ્રાણીને સાચવજો સાથ
પ્રીતે શાણી બેનો ધર્મ પ્રમાણે ચાલજોરે-બેનો.

**સાખી**-ફરજ અમારી જાણીને કરજો આ સૌ કામ
દંભ નહિં દેખાડવો એજ આર્યનું નામ
બીજી બેનોને પણ વેદ વિષયમાં વાળજોરે,
શીખામણ આપીને સ્નેહે સારી રીત
પ્રીતે શાણી બેનો ધર્મ પ્રમાણે ચાલજોરે;-બેનો.

